

# પ્રવિણા વિલાસી

## કાવ્ય—માળા.

દોહરો.

પાંચ પ્રતો વેચાઈ ગઈ, વાંચો છઠ્ઠી બુક;
છોડો દુર્ગુણ દુષ્ટને, માફ કરો ભુલ ચુક.

રચનારઃ—લાલશંકર ઈશ્વરભાઈ ત્રિવેદી.

—:o:—

છપાવી પ્રકટ કરનાર,
શંકરલાલ પિતામ્બરદાસ વ્યાસ,
કાળુપુર ભંડેરી પોળ—અમદાવાદ તથા મુંબઈ.

સંવત ૧૯૭૪.] સર્વ હક્ક સ્વાધીન. [સને ૧૯૧૭.
આવૃત્તિ ૬ ઠી પ્રત ૧૦૦૦.

મુલ્ય એક આનો.

# સુધરેલા શોખીનોને ખુશ ખબર.

—:o:—

## સુધરેલ મુંબાઈની મઝા.

સાંભળજો હે શોખીન મેનો ફેશનથી શું સાર થાવાના !
પૈસા પાકીટ ખાલી થઇને ઘરમાં શંખમશંખા ઉડવાના.
કૉલર નેકટાઇ ભલે લગાવો ફેશનેબલ થઇ ફરવાના,
હેરકટીંગની અંદર જઇને બાલ તમે કપાવવાના;
સેંટ લવંડર માથામાં નાખી ખુશબોદાર થઈ ફરવાના, પૈસા.
વેસ્યા સાથે પ્રીતી કરીને લાભ તમે શું ઉડાવાના !
આગ ટાંકી પરમીયો લઇને ઘરમાં નીશ્ચય આવવાના;
હૉસપીટાલની અંદર જઇને નક્કી પુશકળ રીબાવવાના, પૈસા.
ચા પાણીના અતી પ્રેમથી લોહીનાં પાણી થાવાના,
બ્રાન્ડી બોટલના મોહથી મગજ નક્કી બગડવાના;
વ્હીસ્કી રમ ને લોટીયાથી શુ ફાયદા છે થાવાના, પૈસા.
ગ્રાંટરોડની મુસાફરી કરવા ઘણા યુવાનો જાવાના,
વેશ્યાના મોહથી નાહી ઘણા જણા અંજાવાના;
પાયમાલ કરીને મહા મુડીની મુફલીસ થઇને ફરવાના, પૈસા.
શંકર વીનવે હે શાણા મેનો ફેશનથી ફાયદા નથી થાવાના,
મહા મુશીબતે રળેલાં નાણા નકામા જાવાના;
ગરીબ અને કંગાળ થઈને દેવાળું કાઢી ફરવાના, પૈસા.

---

# હોટલથી ગુજરાત હિંદુસ્તાનની ખરાબી.

## સવૈયા બત્રીસા એકત્રીસા.

હે ગુજરાતી ગુર્જરમાંથી શૌર્ય ગયું છે શાનાથી,
દારૂએ તો દાટજ વાળ્યો બીડી બીડી ચાહનાથી;
દુધના કુચા પીમે બેઠા પહેર્યા ચસ્માં મળ્યું માન,
માંખણમાં તો મીશ્રીત પેહુ હૈયું બળતું હીંદુસ્થાન. ૧

ધર્મ કર્મને વાહજ પડીઓ કરમે લગામ ઝાલી છે,
ધમકીથી તો ધર્મજ નાઠો હોટલ હૈયે વહાલી છે;
તાડી પીવા તતપર થઇને મુકયું સર્વ ભણેલું જ્ઞાન,
રસ્તા મહીં રડવડતા દીસે હૈયું બળતું હીંદુસ્થાન. ૨

સોડાવૉટર સારૂં લાગે લીમલેટમાં લાગ્યું છે ચીત્ત,
સવાર સાંજે શરબત ભાવે બીસકુટ આગળ અંધોભીંત;
આવી રીતી શીખ્યા તેથી ભાવે નહીં કંઇ ઘરમાં ધાન,
લાલધુમ આંખોથી મહેકુબ હૈયું બળતું હીંદુસ્થાન. ૩

ચાહ બીડીમાં ઝાઝી પ્રીતી દુધ તણું લેતો નહીં નામ,
હોટલમાં હૈયું હરખ્યું છે ગુર્જરનું તો પીને જામ;
શૌર્ય ગયું છે ગુર્જરનું તો બીડી ચાહ ને ચાવે પાન,
દીશા બીજી સુઝે નહીં કંઇ હૈયું બળતું હીદુસ્થાન. ૪

જીંજર ટૉનીક જોર કરીને જુવાન નરને ખેંચે છે,
પીકમીઅપ પીવાને કાજે પૈસા પાકીટ વહેંચે છે;
શીશીયામાં લથડીયાં ખઇને લ્હેરી રહે ખુબ ગુલતાન,
રાસબરી રસવાળી લાગે હૈયું બળતું હીંદુસ્થાન. ૫

ડાહ્યા ડયુકે થરટો કીધું કોલ્ડ ડ્રીંક્સ માંગે આવી,
આઇસક્રીમ આનંદે ભાવે લ્યોને દુધના કુચા ચાવી;
ઓઢી રોજી આવા મોજી કેમ રહો છો હે હેવાન,
સર્વ રળેલું ગયું હોટલે હૈયું બળતું હીંદુસ્થાન. ૬

આખો દીવસ રળીરળીને હોટલ કાજે કીધું દામ,
સટ્ટા સાટાં કરી કમાયા હોટલમાં લીધો આરામ;
બનાવટી બ્રાહ્મણના હાથે ભજીયાં ખાતા ભુલતા ભાન.
બમણુ કચોળી ખુબ લઇ ખાતા હૈયું બળતું હીંદુસ્થાન. ૭

ડબલ સીંગલ કોકો કોફી ઑર્ડરથી આવી મળતી,
ટેબલ ઉપર ટોપી મેલી પીવા માંડે છે વળતી;
ટેબલ હેઠળ લાંબા ટાંગા પુછ હલાવે જેવું શ્વાન,
હલાવતા પગ તેવી રીતે હૈયું બળતું હીંદુસ્થાન. ૮

લાવ અલ્યા બીસકુટ ઓ બુડથલ પૈસા એકતણા મુજ માટ,
આધીન સેવક હાજર કરતા જોઇ રોફનો ખોટો ઠાઠ;
ચાહમાં બોળી બીસકુટ ચાવે શીખામણ ધરતા નહીં કાન,
એઠું જુઠું અળગું મુકયું હૈયું બળતું હીંદુસ્થાન. ૯

અરીસા અંદર આખા દીલના દેખાવો તેને દેખાય,
ચહા પીતાં ફાટેલું મોઢું હૈડું તે દેખી હરખાય;
પરીક્ષા પટીયાંની કરવા બેઠો હોટલનો મેમાન,
વાંકું ચુકું ખસી ગયેલું હૈયું બળતું હીંદુસ્થાન. ૧૦

બુટ કાઢવાની છે બાધા રાખી છે ઇંગ્રેજી રીત,
હીંદુ થઇને થયો બબરચી રાખીને હોટલમાં ચીત;
ભણ્યા ગણ્યામાં પૂરો પડીયો બોલીનો દીસે ગુણવાન,
અર્ધદગ્ધ સાહેબજી કહેતાં હૈયું બળતું હીંદુસ્થાન. ૧૧

ચહાને પીતાં મુછો બગડે રૂમાલ તેને લોવાનો,
બીસકુટનું બચકું ખાઈ ઉઠયા હાથ નથી કંઈ ધોવાનો;
રૂમાલ પાણી રૂમાલ લોટો લુવે રૂમાલે નાક ને કાન,
ખીસા અંદર એંઠો ઘાલે હૈયું બળતું હીંદુસ્થાન. ૧૨
ભાઈબંધોની ટોળી ઉંચ નીચ જ્ઞાતીની ભેગી થાય,
એક ફુલે તો સઘળા ફુલે તેવી રીતે પાછળ જાય;
પાણી પીને પૈસા આપ્યા પણ ન રાખ્યું ચીત્તનું ભાન,
આવક કરતાં જાવક ઝાઝી હૈયું બળતું હીંદુસ્થાન. ૧૩
પરસેવો વાળીને પૈસો ભેગો કરતા આવે જોર,
ખોટે રસ્તે તે નાણાને હાથે કરીને નાખે ઢોર;
ઘરની બૈરી ઘાંટા પાડે ઉછેદીયા નહીં ઘરમાં ધાન,
વ્યસની તો વળગી રહે વ્યસને હૈયું બળતુ હીંદુસ્થાન. ૧૪
નવાં લુગડાં બાળક માટે લાવે પણ પણ પાસે નહીં કામ,
ઉધાર ઉછીનું લાવી લાવી ચલવે એ તો ઘરનું કામ;
મુદલનું તો વ્યાજ થયું બહુ તોએ ફરી ગયું કયાં ભાન,
હોટલ હૈયેથી નહીં અળગી હૈયું બળતું હીંદુસ્થાન. ૧૫
ઘરની બૈરી ઘંટી ચાટે વેશ્યા પહેરે સારાં ચીર,
ખરા ગુરૂને ખાવાનું નહીં લુચ્ચા ખાતા પુરીયો ખીર;
જો કોઈ શીખામણની વાતો કહે તો તેનો લે એ જાન,
ભુઠ્ઠા ગણીયા બેલ બરોબર હૈયું બળતું હીંદુસ્થાન. ૧૬
હે ગુજરાતી આ ગુર્જરનું નાણું સરવે મીથ્યા જાય,
ઉંધે રસ્તે નાણું નાખી અભાગીયા જન ખુશી થાય;
નાના બાળક ભણાવવામાં રાખે નહીં એ પોતે ભાન,
કરે બીજાને પોતા જેવા હૈયું બળતું હીંદુસ્થાન. ૧૭

# સુધારાની સબડ.

———:o:———

## ગઝલ.

સુધારે તો થશે સારી, જગતની આ દશા બુરી;
કુધારે તો બગડવાની, બધી દુનિયા શુરી પૂરી.
ઘણા વિદ્વાન વિદ્યાને, ભણેલા તે ગણે નહીં જો;
ઘણા હુંશીયાર હુંશીયારી, મુકીને ચાલતા મહીં જો.
ઘણા ધનવાન ધનનાથી, ધરમને તો મુક્યો આઘો;
ઘણા ડાહ્યા ડહાપણમાં, તમે શીદ બીખને માગો.
અરે હે આર્ય! શોખીલા, બીડી ચાહ પી થયા ઢીલા;
ગયું દૈવત હોટલે, ખરી હોટલની લીલા.
અરે ચશ્મા તમે પહેરી, ચતુરાઈ મુકી આવ્યા;
કીડી માંખો ને મંકોડા, ચહા તેનો પીને આવ્યા.
બધો કચરો થયો ભેગો, પીનારો દેખતો નહીં જો;
વળી દુધો પીવા વાસી, ભમે છે ચીત્ત તો મહીં જો.
ઘણા પ્યાલા રકાબીમાં, પીનારા પી ગયા પાણી;
દીસે છે દેખીતી એંઠી, તમે લ્યો શીદને તાણી.
અરે ગુર્જર તમે ઘેલા, થઈને ધર્મ બોળો છો;
બીજાએ રાખ ચોળી છે, તમે શીદ રાખ ચોળો છો.
ઘણા પોરા મુવેલા તે કુચા ભેગા ગળ્યામાં છે;
ટીલું તાણી પીધું પાણી ભગત તો મહીં ભળ્યામાં છે.
નહીં અફસોસ એંઠાનો તને કંઇ લાગતો દીસે;
કહેનારા કહી લ્યોને, પીનારા તો જરૂર પીસે.

———

## રાગ—મેમાન કરે મેમાની.

હોટલ હૈયાની નારી, મુકે કયમ તે વિસારી.
હોટલ તે હીંચકો ઘરનો, વળી પલંગ પ્યારા નરનો,
ચાની તો ત્યાં તૈયારી— હોટલ.
હોટલ છે ગુલાબ ફુલો, અંદર બેસીને ઝુલો,
વળી નાણાંની ખુવારી— હોટલ.
હોટલનાં ખુરશી મેજો, શી આવે તેની લેજો,
બીસકુટ ચહા લાગે સારી— હોટલ.
હોટલમાં હૈયું હરખે, ગોલો સોનાને પરખે,
બેસે ઉઘાડી બારી— હોટલ.
જે ના પીતા ધનવાળા, તે દીકરા કરતા ચાળા,
જેમ ફરે ઘણી મંજારી— હોટલ.
આગળ ઉભા રહે દાસો, કેમ સાહેબ શું શું ખાશો,
જેવી ગુણકાની યારી— હોટલ.
સાહેબને માટે સોડા, પીવાના પહેરી જોડા,
શીદ ખુવો તમે ઘરબારી— હોટલ.
હોટલમાં હાજર ચીજો, પૈસા આપીને પીજો,
પીએ મોટા બ્રહ્મચારી— હોટલ.
હોટલ હૈયાનો હીરો, ઝડપે છે ઝાઝા વીરો,
જુગાર અને અહંકારી— હોટલ.
સમશાનેથી હોટલમાં, ચાહ પી લેવાનો પલમાં,
જુવે નહીં કાંઈ વિચારી— હોટલ.

# જુના નવા રીવાજો.

જુના રીવાજ જડમૂળથીરે, નાંખ્યા ખોદીને દૂરરે. જુના.
નારીને જોઈએ પોલકુંરે, જોઇએ ઝીણું વસ્ત્રરે;
દીલ બધું દેખાય છે, જેમાં જાળાં સહસ્ત્રરે. જુના.
પોલકાંથી પોતે પાતળીરે, . મટી જાડી દેખાયરે;
દરજી મરજી સાચવી, પૈસા ફોલી ખાયરે. જુના.
જોઇએ ઘોળા ઘોળા ઘાઘરારે, હેઠળ ઝાઝી છે પ્લેટરે;
ધોબણુનો વેશ ધરી લીધો, ડ્રેસ થયો ઑલરેટરે. જુના.
નાકે કાંટા નથી શોભતાંરે, ચુની ચતુરસુજાણુરે;
ગયાં કલ્લાં ને કાંચળી, કળજુગનું પ્રમાણુરે. જુના.
દરરોજ દવાની બાટલીરે, અને ચાહનો જે કપરે;
ક્ષય રોગ ખંતથી લાગીઓ, એતો બેઠો છે ચપરે. જુના.
ઉંડા કુવા ને લાંબા દોરડાંરે, કર્યાં ચકલીએ ચુપરે;
બેઠે પાણી ઘેર આવતું, એવો ઇંગ્રેજ જુપરે. જુના.
રાંડીરાંડોના રેંટીયારે, ખુણે ઉધઈઓ ખાયરે;
ઘંટીના પથ્થર ફુટી ગયા, સંચે લોટ દળાયરે. જુના.
નારી ઉપર તમે નરહરીરે, કેવી કીધી છે મહેરરે;
તોએ કહે છે ઘણાં કામ તો, પડયાં છે મારે ઘેરરે. જુના.
ચીનાઈ સાડી ને ઝીક બોપતીરે બાંટ ખુણે સંતાય;
દાતણુ બીચારાં શું કરે, બ્રુસ મરસી ઘસાયરે. જુના.
ઘેર ઘેર ગ્યાસલેટ વાપર્યુંરે, લાગ્યું દીવેલને દુઃખરે;
બીજા જેવો ડ્રેસ રાખતીરે, પણુ કાળું છે મુખરે. જુના.
કાળી ગોરી બનવા જાયછેરે, કરી પાઉડરનો લેપરે;
સાબુથી સાફસુફ રાખતી, પણુ ફર્યા નહીં મેપરે. જુના.

# જન્મ ધરીને સંસારમાં શું શોધ્યું ?

—:o:—

લેખક—દલપતરામ ગૌરીશંકર નવલખા—જામનગર.

રાગ—માલકોષ.

શું સાર શોધ્યો અવતરી, જો ચાર સાધન ના સર્યાં,
ધન ધામ ને દોલત ખજાના, ભૂમિમાં રહેશે ભર્યાં— શું સાર.
ધોળાં થયાં કાળાં ગયાં, પણ કૃત્ય કાળા રહી ગયાં;
ધોળે પડી એ ધુળ ધોળી, કીર્તિ કામ નહિ કર્યાં— શું સાર.
દાદા ઠર્યા ડહાપણ ભર્યા, વળી દંડ કર માંહે ધર્યા;
એ કાર્યે વ્યર્થ કર્યાં કમંડલ, ડંડ કરમાં લેઈ ફર્યા— શું સાર.
હાડ ચામેથી મઢેલાં, મેલ મૂત્રેથી ભરેલાં;
હાંડેલાં ન કર્યાં કર્યાં જો, ધર્મ ધોરણ પરહર્યાં— શું સાર.
પાવલાં પગમાં ધર્યાં, પરિધાન પિત્તાંબર ધર્યાં;
એ પાવલાં ન ધર્યાં ધર્યાં જો, જ્ઞાન પાન પરાં રહ્યાં— શું સાર.
નિજ ગેહમાં દિપક કર્યાં, ઘનઘોર અંધારાં ટળ્યાં;
ઘનઘોર એ ન ટળ્યાં ટળ્યાં જો, દેહ અંધારા રહ્યાં— શું સાર.
બહુ ખર્ચ કરીને સંચર્યા, દેશાટને ભૂમિ ફર્યા,
ભૂમિ એ ન ફર્યા ફર્યા જો, બ્રહ્મભૂમિ ના ફર્યા— શું સાર.
બાગ ઉદ્યાને ગયા, મિષ્ટાન ભોજનને ગળ્યાં;
એ ભોજનો ન ગળ્યાં ગળ્યાં જો, ગર્વ તંતુનાં ગળ્યાં— શું સાર.
કાઠ માઠેથી ફર્યા, મુખ આરસી જોઇ રહ્યા;
મુખ જોઈને ન રહ્યા રહ્યા જો, દયા દાન ગયાં ગયાં— શું સાર.
તામ્બુલો મુખમાં ધર્યાં, કાથે અને ચૂને કર્યાં;
એ પાન રહેશે સો પડયાં, હીરાકશીથી જે ભર્યાં— શું સાર.

---

# ઢોંગી જગતના બાવાઓ.

———:૦:———

( મરછીયાં છંદ ).

ભાઈ જો જો ઢોંગી જગના બાવા, ઢોંગી જગતના બાવા;
લેવા માંડયા સંસારના લહાવારે, ભાઈ૦
માતા પિતા જેણે દીધાં છોડી, ઇશ્વર ભક્તિમાં મન દીધું રે;
પણ તેમાં કસર રહી થોડીરે, ભાઈ૦
થયાં ભગવાં વસ્ત્ર પહેરી બાવા, લીધો તંબુરો ભજન ગાવા;
લાગ્યા રૂપૈયા તનથી કમવારે, ભાઈ૦
થયા ભગવાં વસ્ત્રે બ્રહ્મચારી, કાઢી લાવ્યા ગૃહસ્થકેરીનારી;
તેવા નરો રહ્યા ફાંફાં મારીરે, ભાઈ૦
ચાર નારી બાવાને નવરાવેરે, ત્રણ નારી બાવાને ખવરાવે;
પાન સોપારી રસ પીવરાવેરે, ભાઈ૦
પગ ચંપી બાવાની કરે પ્રીતે, નામ ભગવાનનું મુકયું ભીંતે;
ખોટા કામો કરે બીતે બીતેરે, ભાઈ૦
જુઓ જુઓ કળિયુગના બાવા, લોકો આપે છે સારૂં સારૂં;
શીદ પૂજો છો ઢોંગી આવારે, ભાઈ૦
પોતે ડૂબી બીજાને ડુબાડો, આવી ખુબી બીજાને લગાડો;
શીદ સતી સ્ત્રીઓને બગાડોરે, ભાઈ૦
નારી નરની ન રાખે માઝા, કરતી સ્વામીને તુંકારા ઝાઝા;
ખવરાવી રાખે બાવા તાજારે, ભાઈ૦
વીસ ચાલી વર્ષોની ઘણી નારી, કોઇ સારી ને કોઇ નઠારી;
હરનિશ સેવે જાય બ્રહ્મચારીરે, ભાઈ૦

## આર્ય બંધુઓને શીખામણ.

(હરી ભજન થકી છોટા હોય તે સૌથી મોટા થાય છે—એ રાગ)

દેશી મીત્રો સમજી રહો તો, સુખડાં હરનીશ થાશે;
નહીં સમજો તો ઢોંગી બાવા, સ્ત્રીઓ હરી લઇ જાશે. દેશી.
સ્વામીની સેવા નીત્ય કરવી, શીખામણ તેની ઉર ધરવી;
એમ ના ચાલે નારી ગરવી, દેશી.
સ્વામી છે જે ઘરના દેવા, માબાપે આપ્યા જે મેવા;
તેને તારે શું મુકી દેવા, દેશી.
સ્વામીની સાથે લડી બાઝી, બાવાને દેખી થતી રાજી;
હું પાએ નમું મારા બાવાજી, દેશી.
બસ હું તો ભજનમાં જાવાની, સેવા કરવાને બાવાની;
નહિ રાંધું અને નથી ખાવાની, દેશી.
મહારે તો થઇ છે કથા વેળા, ખાવાં હોય તો ખાજો કેળાં;
નહિ તો સાંજે થઇશું ભેળાં, દેશી.
આવી લત લાગી બાવાની, તારી પુછે ખબર નહિ ખાવાની;
નારી એ નીશ્ચે જાવાની, દેશી.
બાવાની થઇ એતો બાવી, ઘરમાંથી ધન ચોરી લાવી;
દેશી બંધુની દશા આવી, દેશી.
માબાપે આપ્યો જે સ્વામી, તેને લાગે તું નકામી;
ઉલટી થાએ તેના સામી, દેશી.
બાવાની દેખીને દાઢી, લલચાઈ ગઇ મોટી બાડી;
બાવો કહે છે માડી માડી, દેશી.

# વાંઢાનો વિલાપ.

( આંખ વિના અંધારૂં રે—એ રાગ. )

નાર વિના ઘેર તાળું રે, સદાય મારે નાર વિના ઘેર તાળું.
ઊઠકું લોટા હાથે, લાવું હું પાણી માથે;
મન બળે સ્ત્રીઓને ભાળું રે. સદાય.
સવારે હાથે રાંધું, ભાખરી સાંજે બાંધું;
મન બળે ને કરૂં વાળું રે. સદાય.
પળે પળે પ્રેમદાને, ઘડી ઘડી પ્રેમદાને;
સંભાળી ખાટલો ઢાળું રે. સદાય.
ઘરમાં પલંગ ખાટો, ટેબલ ખુરશી ને પાટો;
પાનાં વિનાનું જેમ ડાળું રે. સદાય.
સ્વપ્નામાં પરણ્યો નારી, હોંસો પુરી થઈ મારી;
વીજળીનું એતો અજવાળું રે. સદાય.
એકલા ઘરમાં રહેવું, સૌ દુઃખ મનમાં સેહેવું;
ચંટી વિનાનું જેમ થાળું રે. સદાય.
હે ઈશ આપો નારી, આશા પુરોને મારી;
નહીં તો હીમાળે હાડ ગાળું રે. સદાય.
ઢેડ ભંગી ને નારી, ગુનેગારી શી મારી;
મનડાને મનમાં ઘણું બાળું રે. સદાય.
સોટી પણ કોને મારૂં, ઘરાણા કોને શણગારૂં;
સોનીનું ઘર મેં નથી ભાળ્યું રે. સદાય.
દાળ ચોખામાં ચેળા, વાંઢાને મોટા મેળા;
ચારણીએ લોટને ચાળું રે. સદાય.

શૂન્યકાર સૃષ્ટિમાં, દેહ ડુબ્યો કસ્તીમાં,
ઘરમાં નથી રંગીન સાળુ રે. સદાય.
સાળુની પહેરનારી, આભુષણની માગનારી;
મારા ઘરને કેમ ટાળ્યું રે. સદાય.
સાળુ ને અત્તર ચોળું, ગુલાબજળ દીલે રોળું રે:
નારી વિના તો મુખ કાળું રે. સદાય.
વિચારની લાગી છે વ્યાધિ, કામદેવે કેડ બાંધી;
શું કરૂં ! નાણાંને ઉછાળું રે. સદાય.

---

## નવા સુધારાની નરનારી.

—:o:—

### રાગ—સવૈયા એકત્રીસા બત્રીસા.

દેખાદેખી શીખ્યા ખોટું, સારી ટેવો કાઢીને,
બાપાને કહે ડેમ ફુલ સુ, ગાળો દે છે માડીને;
વ્યસન અંદર ભાન નહીં ને, આંખો તો રહે છે રાતી,
ગાડરીયા પ્રવાહની પેઠે, કેમ બુડો ગુજરાતી. ૧
બ્રાહ્મણ થઇ રૂદ્રાક્ષો મુકી, ગાયત્રી ગંગાને તીર,
પુત્રી સાટે પીતા પરણે, બેનને સાટે પરણે વીર;
ચામ બગડે ચંદન ચરચે, જાતી કેવી પંકાતી—ગા. ૨
નહાવાથી તો ટાઢ વહાય છે, જનોઇ જેમ ફાંસીનો દોર,
સારો મેવો ખાવો મુકી, હાથે ખાવા ખાટાં બોર;
હરામ ચસકો ભઇને પડીઓ, બઈ બજારે ટીચાતી—ગા. ૩
પાછળ શીખા બદલે આગળ, વાંકાં તો લટીઆં લબડે,
તેલ અત્તરથી પાંથી પાડે, બીજા તો છોને બબડે ?
બૈરીનો પણ ટેસ વધ્યો છે, નહીં ચરબી દીલમાં માતી—ગા. ૪

કેમ અલી હું કેવી દેખાઉં, મનમાં એવી મગરૂબી,
નવા ડ્રેસમાં નીતનીત ફરતી, કેવી ઝગીઝુગની ખુબી;
ઝીણાં લુગડે ઝાઝું દીલ ને, ઉઘાડી રહે છે છાતી—ગા. ૫
જાણે હું તો મડમ બની જઉં, નહીં ગુજરાતીની બેટી,
બળી ગાંસડી બહુ લુગડાંની, રાખે ટ્રંક ડબા પેટી;
ચાહ બીસકુટ ને ભજીયાં એ તો, ઉઘાડે છોગે ખાતી—ગા. ૬
ઘરમાં ખાવાનું છે કે નહીં, તેની પણ કંઈ નહીં બીની,
નવા ડ્રેસ ને નવા નમુના, માટે નહીં ખાતી પીતી;
ઘરડા માત પીતાને આ, દેખીને તો ચીંતા થાતી—ગા. ૭
દીકરીનાં પણ નાણાં લેવાં, તેવું નરનારી ચહાતા,
બહુ સુધરીને આવું શીખ્યા, પાછળથી બહુ પસ્તાતા;
વીરટા જેવું ધન દીકરીનું, ધન લેનારાની છાતી—ગા. ૮
લાજમલાજો આઘો મુકયો, અરધે માથે ઓઢીને,
કુધારાનો શોખજ લાગ્યો, જુના રીવાજો છોડીને;
શાણુંનો સુધારો દેખી, સાસુ ઘરમાં અકળાતી—ગા. ૯
શેર ભાત ને શેર રોટલી, સાત જણાં ખાઈને રહેતાં,
ચાહ પીધાથી ભુખ મરી ગઈ, લાજ આવે છે બહુ કહેતાં;
પછી દવા શીદ ડાકટરોની, હોંસે પીતી ને પાતી—ગા. ૧૦
જરી ચાલતાં ચરણ દુખે છે, એવી આવી છે નબળાઈ,
ઘી સાકર ને દુધ વીના તો, દીલની લાલી સઘળી ગઈ;
શૉર્ટ સાઈટથી ચસમા આવ્યા, આંખોની કીકી જાતી—ગા. ૧૧
અરે બહુઓ હાથે કરીને, ગુર્જરનું કાઢો નખોદ,
તનદુરસ્તી સારી રહેવા, માટે કરોને સારી શોધ;
મોઢે મીઠું બોલો છો પણ, મનમાં છે મોટી કાતી—ગા. ૧૨

---

### દોહરા.

બાવાની બ,વી થઇ, મુકી નીજ ભરથાર;
નાણું પણ લેતી ગઇ, છોડયાં ઘર ને બાર.

---

## રાંડેલી ઢોંગી ભક્તાણી.

——:o:——

જુઓ જુઓ ભક્તાણી જપે માળારે, જપે માળારે એના ચાળારે.
હાથે માળા ફેરે, આંખે ઇસારા કરે, ચીતે ઈશકના ઉછાળારે.
જગમાં રંડાઈને, મનથી મંડાઇને, અત્તરે હોજ્યા નિમાળા.
લેડી સપાટ પગે, પાટલી ભોંય લગે. પોલકાં શોભે રૂપાળારે.
આંખે તો સુરમા આંજે, સાબુથી મુખ માંજે જુઓ જુઓ ભક્તિવાળારે.
ગંગાએ નાહીધોઈ, ખસો અડશો ન કોઇ, રસ્તે રખડતા ચાર ભાળ્યારે.
સાને સમજાવી એવી એ ડાહી, ગંગાએ નાહી ધોઈ બાળારે.
રાંધીશું રાતે, ખાઈશું ખાંતે, અત્યારે ઘેર જાઓ ચાલારે.
ઘેર આવીને બેઠી, તરત સેવામાં પેઠી, દેવ નવરાવી લીધી માળારે.
આવ પાડોશી બાળ, મોઢેથી દેતી ગાળ, કેમ અડયું મને સાળારે.
કરેલી માળા જાશે, ફરીથી નાવું થાશે, મરજો જણનારી તમ બાળારે.
ફરીથી નાહીને, માળાને લઇને, મનમાં ગમેલા રૂપાળારે.
આંખ ને કાને ટીલાં, ગોપીચંદનના ખીલ્યાં ભેંસ ભડકે તેવાં ભાળ્યાંરે.
દાળ ઓરીને ચાલી, હાથે કોથળી ઝાલી, દરશને ચાલ્યાં રૂપારાંરે.
આવાં દરશનમાં ભળે, પ્રભુ કયાંથી તો મળે, મનડાં છે જેના કાળાંરે.
જમી પરવારી, નવરી થઇ નારી, જઈને જોગીને નિહાળ્યારે.
થાળ જમાડી કરી. વાયુ ઉરાડે ફરી, પગ ચાંપતા કરે ચાળારે.
બાવાએ ચાળા ભાળી, દાનત કીધી કાળી, મત ગભરાવો બાળારે.

બાવાને લીધા નહાવા, પહેલું આપીને ખાવા, કર્મ કરે છે જુઓ કાળાંરે.
સાંજ પડી છે ખરી, પાછી ત્યાંથી તો ફરી, વહાણુંનાવાયદા સંભાળ્યારે.
પરમેશ્વર ભજવા મુકી, મનુષ્યા જનમે તું ચુકી, ધીક છે વાયદાવાળારે.
પુર્વંનાપાપે રંડા, આ જનમે આવાં મંડયા, લક્ષચોરાશી જન્મ ગાળ્યારે.
કચરી મળને મુતરની, મનુષ્ય જમના દરની, ચુકવે દીન દયાળારે.

---

## હે પ્રભુ ! ન્યાયી બ્રીટીશ રાજ અમર રહો.

—:o:—

લેખકઃ—શંકરલાલ પીતામ્બરદાસ વ્યાસ.

પ્રભુ અમારી અરજ છે એક, ન્યાયી બ્રીટીશનો રાખજો ટેક;
ન્યાયે ચલાવે છે જે રાજ, અમર તપો આ બ્રીટીશ તાજ.
દુઃખ સઘળાં જેણે દુર કર્યાં ચોરોના ભય હર્યાં;
કોઈ મનુષ્ય ન રહે નારાજ, અમર તપો આ બ્રીટીશ તાજ.
કેળવણી માટે કૉલેજો ઉઘાડી, ગરીબો માટે હોસ્પીતાલ વધારી,
ન્યાય માટે ચાલે છે કોર્ટ કાજ, અમર તપો આ બ્રીટીશ તાજ.
સ્વતંત્રતા સર્વ કોમને આપી, નીર્ધનતા ઉદ્યોગથી કાપી;
સુલેહથી ચાલે છે દુનીઆ આજ, અમર તપો આ બ્રીટીશ તાજ.

---

છપાવનારઃ—શંકરલાલ પીતામ્બર વ્યાસ,
હાલનું ઠેકાણું:—મગનબાગ, પરેલ રોડ—મુંબઇ.
છાપનારઃ—શા. મગનલાલ જગજીવનદાસ,
ઠેકાણું:—શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૩૫૬, નાગદેવી રસ્તો, મુંબઇ.
(૪૭-૧-૭૪.)